# અમર બાપુ

લેખિકા, સૌ. કુસુમતિ ધીરજલાલ દેસાઈ
કાઉજીનો ખાંચો, ગોપીપુરા,
સંઘાડીયાવાડ, સુરત

અમર બાપુ
૨૭૧૧૯




આવૃત્તિ ૧ લી — પ્રત ૩૦૦૦

સંવત ૨૦૦૫ — સને ૧૯૪૯

પોષ કૃષ્ણ પંચમી — ૧૯મી જાનેવારી



સર્વહક્ક લેખિકાને સ્વાધીન



કિંમત ૦-૪-૦

"અમર બાપુ"

ભારતોદ્ધારક માનવતાની અખંડ જ્યોત

રાષ્ટ્રપિતા

મહાત્મા ગાંધીજીના

અમર આત્મા

ને

ભાવનાની ભક્તિનાં

ગીત ફુલડાં

અશ્રુભીનાં હૃદયથી

ચરણે ધરૂં છું.

લી. પુણ્યાત્માની પુજક સૌ. હસુમતિ.

# દુઃખદ પ્રસંગે

"અમર બાપુ"નાં ગીતો જનતા સમક્ષ મુકતાં મને ઘણું દુઃખ થાય છે, ન્હોતી કલ્પના કે 'મુક્તિમાન' બીજી આવૃત્તિ ગાંધીજયંતિ પર પ્રગટ કરીશ, તે છેલ્લીજ વેળા હશે, કે બાપુ સદેહે આપણી વચ્ચે હશે. ફક્ત તે પછી ચાર માસની ટુંક મુદતમાંજ એ પુણ્યાત્માને આપણા દેશના કલંક કાજે ઈસુની યાતના સાક્ષાત્કાર કાજે, એ ગોઝારા ગોડસેએ મારી નાંખ્યા અરે! કેટલી કરૂણતા! જે હૈયે માનવ પ્રેમ છલકાતો, તેજ હૈયાને આમ કરપીણ કૃત્યથી વીંધી નાંખ્યું! બાપુનાં એ બલિદાન પ્રસંગથી હૈયે હુતાશન ભડકે બળે છે. એ સળગતા હૈયાની વેદના ઠલવાઈ જાય છે. આ રૂપે અને તે સંવત્સરીના પાવન પાંચમના દુઃખમય દિવસે આપ સર્વ સમક્ષ મુકું છું. જનતા એને અપનાવશે એ આશા.

ફક્ત × આ ચીહ્નવાળાં કુલ ૧૧ ગીતો મેં જે હસ્ત-લિખિત 'સંતચરણે' બાપુને અર્પણ કરેલી, તેમાંથી થોડા ફેરફાર કરી લીધેલાં છે. બાકીનાં ૧૯ ગીતો આ વર્ષ દરમ્યાન અનેક પ્રસંગ પરત્વે રચેલાં.

બાપુનો અવિરત વહેતો પુણ્ય પ્રભાવ માનવતા અને એકતાથી હીંદમાં શાંતિમય ઉન્નતિ સાધીને રામરાજ્યના તેમના અભિલાષને અનુકુળ સહુ બનીએ અને દેશભક્તિ કાજે સદા નેતાઓને સહકાર આપી ભારતમાતાને હવે સુખ શાંતિ આબાદી

ચાલો, એ માર્ગે સત્ય અહિંસા ને વિશ્વપ્રેમના અમોઘશસ્ત્રથી સાધ્ય કરીએ. એ શક્તિ સર્જનહાર સૌને આપે.

એ પ્રાર્થના. જયહિંદ.

સંવત ૨૦૦૫ના
પોષ કૃષ્ણ પંચમી
બુધવાર
તા. ૧૯મી જાનેવારી
સન ૧૯૪૯

લી. સૌ. હસુમતિ ધી. દેસાઈ
દાઉજીનો ખાંચો
ગોપીપુરા, સંઘાડીયાવાડ
સુરત.



# અમર જ્યોત બાપુ

ઇસ્વીસન ૧૯૪૮ ની ત્રીસમી જાનેવારી. વિક્રમ સંવત ૨૦૦૪ના પોષ માસના કૃષ્ણ પંચમી, કાળા શુક્રવારની સંધ્યા સમસ્ત ભારત વર્ષમાં માનવો કાજે કાલિમ વર્તાવતી ઉતરી, ને અધમ. ઘોર, ગોઝારા હાથે એ દાનવે ઉપરા ચાપરી ગોળીઓથી જગતને અહિંસા પઢાવનાર સંસારના જીવનમાત્રનાં કલ્યાણ કાજે નિજ આયુની પળેપળે વિતાવનાર અણુમૂલા માનવદેહે વસેલા દેવદૂત સંત મહાત્મા ગાંધીજીના શરીરને વીંધી નાખ્યું. પ્રાર્થના રહી ગઈ. સદાની બંધ થઈ ગઈ. આજે એ સાચા ધર્મના શીખવનાર વૈષ્ણવજનને લૂંટી લીધા પળેપળે અહિંસા ભ્રાતૃભાવ વિશ્વપ્રેમ સૌ કોઈને સમજાવતા એ શરીરને લોહીથી તરબોળ કરી દીધું. એ ગોળીઓ વીરતાને શૌર્યમુર્તિ બાપુએ તો પ્રાર્થના સ્થળમાં હાથ જોડી હે રામ! બોલતાં પ્રભુની સાન્નિધ્યે, હૃદયે રામધુન ભરી હતી, માનવોને કંઈક કંઈક હિતવચનો કહેવાની

ભાવના છલકતી હતી. ત્યાં એકાએક ગોળી છૂટી, હૈયે ઝીલી. અને એક વીજળી પડે, ધરતી ફાટે, રે! પ્રલય ઝંઝામાં વિશ્વ ખળભળી ઉઠે, તેમ એક ઝટકા સામેત એ હૈયું—જે કદી કોઇ માનવદેહને મળ્યુ નથી, મળશે નહિં. યુગમાં એક રામ એક કૃષ્ણ, એક ઇસુ. એક બુદ્ધ થાય. એથીય અજોડ અદ્દભૂત અનેક યુગ પુરુષ અવતારીઓનું એકજ સ્વરુપ એવા એકજ બાપુ, ગાંધીજી થયા. એ પ્રેમભર્યા હૈયાને વીંધી એ પવિત્ર લોહીની ધારાઓમાં ભોમને ભીંજવી રહી ત્યાં માં કંપે, માનવ કંપે, સંસાર કંપે દેવતા કંપે. વિશ્વ કંપે એવી કારમી કરૂણતા, ભયંકરતાથી દાનવ પીશાચનાં હાસ દેખ્યાં! ભારતમાતાની મુક્તિનાં આકરાં વ્રતનાં પાલનમાં વિજેતા ભારતોદ્ધારક બાપૂ જગતશાંતિ, ભારત સંતાનની એકતા કાજે અર્જપામાં ઉપવાસથી દેહદમનથી, આત્માના તેજથી, આ અંધકારમય જગતમાં પ્રકાશ પાથરવા, બુધ્ધિની અદ્દભૂત પ્રતિમાને શોધી. આપણા સૌને કાર્યને સરળરૂપે બતાવવાના ભગીરથ પ્રયત્નોમાં એ હતા. એને કાજે આપણે શાંતિ ને એકતાને સ્થાપવી હતી. ત્યાં તો એ રામરાજ્ય સર્જવાના કોડ-ભર્યા બાપુને આમરે! પીશાચલીલા દારા ભોમને ખોળે લોહીનું ય બાકી રહ્યું બલિદાન શરીર સમર્પણ કરવાનું ક્રૂર વિધિએ નિર્મ્યુ, આ યુગપુરૂષ, અવતારી પુરૂષ, જગતવિજેતા સંસારના સમસ્ત માનવોનું હીર, અજોડ આત્મબળના પ્રતિક એને અંજલી કે શાંતિ આપણાથી આપી શકાશે? શું! હજુએ મલીન મન ધોવાશે! બાપુના પ્રત્યેનો પ્રેમ શું! આપણને સાચા માનવી બનાવશે! બાપુ મહાત્મા ગાંધીજીના અમર અજર આત્માની શક્તિ હવે શું! ભારતમાં શાંતિ પ્રસારશે પ્રભો!

દયાનિધિ ! તારી દયાની આજ્ઞા તારા સાનિધ્યે બાપુ આવ્યાં,, અમારાં વચ્ચેથી બાપુ ગયા, જેને જુલ્મથી ખોયા સંસાર સંમરતની સમસ્યાઓના સાચા ઉકેલ એ બાપુ ! અમ રંકનાં અણમુલ રત્ન માં બાપના દેવ દીકરા, જગત શાંતિના મોહનમંત્રની દિક્ષા દેનારા, આમ ગોઝારા પાપીથી અરેરે ! વીંધાયા ! દેહની નાશવંત દશા, બાપુનાં અવિરત કાર્યો કદીય કલ્પવા દેતાં નહોતાં, અજર અમર આત્મા ઉન્નત રૂપે નવરૂપ જગતમાં અનેક વિધ કાર્યના માર્ગનો ભોમિયો થઈ અંધારે પ્રકાશ રેલતો. એ આત્મ જ્યોતના જ્વલંત પ્રકાશથી બાપુ અમને સદા માર્ગ દર્શનથી કર્તવ્ય ભાન કરાવજો. પ્રત્યક્ષ દીઠી સહાય, પરોક્ષથી દેજો. રાષ્ટ્રપિતાએ સૌને અમી દ્રષ્ટિથી જે દાન સીંચ્યા તે યુગ યુગ ભારતને ઉજ્જવળ રાખશે. બાપુ ! સેવા, શાંતિ, સમતાના પાઠ તો અધુરા રહ્યા, છતાં આત્માની અમર જ્યોતે અંતરે પ્રત્યેક આત્મે જગ્યા છો. બાપુ તમ પગલે પગલાં માંડી, આ દુનિયામાં ભારતજનના નામને જીવિતને સાર્થક કરીશું.

બાપુ ! આસુભીનાં કોટિ કોટિ વંદના સ્વીકારજો આત્માની અમરતાનો સાક્ષાત્કાર દેજો. રામરાજ્ય રામભક્તની ભાવના સત્યરૂપે વ્યક્ત કરજો. એકતાને વિશ્વપ્રેમની જ્વલંત જ્યોત વિશ્વમાં પ્રકાશજો, જગત વંદનીય રાષ્ટ્રપિતા બાપુ યુગ યુગ અમર એ ધન્ય અવતારને આ રૂદન ભર્યા હૈયાની નમ્ર "અમર જ્યોત બાપુ" રૂપ ભાવના સમર્પણ એ પુણ્યાત્માના પુનિત ચરણમાં જયહિંદ.

બાપુજી અમર રહો. જય હો બાપુની જગતમાં.

— કુસુમતિ.

# અમર બાપુ

## અખંડ જ્યોત

જલતી જ્યોત આ અખંડ,
એક અમર દિવ્ય ધામ. જલતી૦

આત્મશક્તિ ધ્યેય મુકામ,
ભક્તિ મુક્તિ બ્રહ્મ નામ;
બાપુ અમર શરણ રામ.
આત્મ જ્યોત મોક્ષ ધામ. જલતી૦



# અમર બાપુ

રઘુપતિ કે તુમ બડે ભક્તથે, સત્ કે તુમ અવતાર
ધર્મ સકલ માનવતા તુમથે, અહીંસા સાક્ષાત્કાર;
ભારત કે તારણુ હાર વિશ્વ શાંતિ કે દાતાર,
એ બાપુ? અમર બાપુ.

અવનિતલ અદ્‌ભૂત અનોખે, મહાત્મા યુગ અવતાર,
ત્યાગ દયા દીલ ઐકય ભાવસે, જીત લીયા સંસાર;
ભારત કે તારણુ હાર, વિશ્વ શાંતિ કે દાતાર,
એ બાપુ? અમર બાપુ.

પ્રેમ કર્મ કે અવિચલ પથ કે, યાત્રી અમર અવતાર,
નિર્ભય હોકે અભય દેતે થે, ગ્યાન ગીતા અનુસાર;
ભારત કે તારણુહાર, વિશ્વ શાંતિ કે દાતાર,
એ બાપુ? અમર બાપુ.

હીરૂદય મેં જબ ગોલી લગી,
તબ ભી નીકલી વહેરામ પુકાર,
જવલંત જયોતસે વિશ્વ પ્રકાશિત,
ગાંધી મહાત્મા કા જયકાર;
ભારત કે તારણુ હાર; વિશ્વ શાંતિ કે દાતાર,
એ બાપુ? અમર બાપુ.



# માવડીને—

ઓ માવડીરે તારે ખોળલે આ–શારે ખેલ ખેલાયા ?
ઓ માવડીરે તારે ખોળલે આ–કો'નાં ! રૂધીર રેલાયાં ?
માડી તારો મોંઘેરો લાડીલો, દેવને દુર્લભ દીકરો;
દુઃખડાં ટાળી આઝાદી દેનારો, પતિસતિ કસ્તુરબાનો અનેરો,

કોણે ? માડી વેર પુરવનાં વાળ્યાં !
કોણે હાય ! બાપુને ભોંયે ઢાળ્યા.
કોણે આજ ગોળીએ માનવતા વીંધી.
હાય ! પાપી ગોઝારે જીંદગી લીધી,
મહાત્મા ગાંધીજી રોળાયા,
અણમૂલાં લોહી એ ઢોળાયાં.

ઓરે ! માડી ધ્રુસકે રડે નહિ ચાલે,
માડી તારાં દુઃખડાં ટાળવા આવે.
માડી શીળી શાંતિની ખેવના જે ને,
માનવ શાંતિ એકતા કારણે આવે.
માડી તારાં શોણીત ભીનાં વસ્ત્ર.
માડી આંસુભીનાં રે ! શોક ગ્રસ્ત.
માડી દુઃખ શોકનાં આંસુડાં લ્હોવાં,
માડી તારાં વસ્ત્રનાં રૂધીર ધોવા;
અવતરશે ફરી ફરી મોહન માડી,
વિસરશે કો'દિના તને માડી.



# સંતન કે સંત

સંતન કે સંત ઓર મહંત કે મહંત હય,
દેવન કે રુપમેં મહાત્મા ગાંધી સત્ય હય.
રામકૃષ્ન બુદ્ધ રૂપ મોહન મેં વ્યક્ત હય,
ભારત કી આત્મા કે રૂપ મેં વો વ્યક્ત હય.
માતા કી જંજીર કો તોડ તેહી દેર નહીં,
સતક જીસ હાથલગા સક હાર હોત નહીં,
વ્યતીત આયુ સેવા મેં બલિસે વહ તો જાકે બસે,
જ્વલંત જ્યોત દિલ દીલોમેં બાપુજી હય આકે બસે.



૨૭૧૧૮-



# હીંદ લુંટાયુ

દાનવને માનવતા દેવા આયુ જેણે ખુટાડયું,
કૃષ્ણ સમા યુગપુરૂષ દેવીનું જીવન કાં! ખુટાડયું;
દાનવ માનવ ગોળીથી, હિર હીંદનું લુંટાયું.
મનુષ્ય દેહ ધારી જીવિત્‌ની પળપળ માનવ કાજે,
સાચો ધર્મને કર્મ શીખવવા પ્રેમ સહુને કાજે;
લાજે 'હિંદુ' મરે આજે, હિર હીંદનું લુંટાયું.
અજીત આતમ દૃઢતા વીરતા તુટી એક નવ ભાળી,
સંપુરણ માનવ કહો એને, પરકાજે જીંદગી ગાળી;
ઉગી સંધ્યા શુકે કાળી, હિર હીંદનું લુંટાયું.
માનવતાની અધુરપ ત્યારે પુરણ થાશે બાપુ!
ઉર ઉરમાં જ્વલંત જ્યોતરૂપ નિશદિન વસજો બાપુ!
ઉરે તવ આદેશો સ્થાપું, હિર હીંદનું લુંટાયું.



૧૪

# કર્મયોગી

સંસ્કૃતિ સત્ નિશ્ચય સદા જગથી જુદા જાણ,
નીતિ સંયમ નેક ટેક પ્રેમભક્તિ યશ ખાણ.
શૌર્ય વીરત્વ ત્યાગનાં ડગ ડગ અહિં છે પ્રમાણ.
જન્મભૂમીની શાંતિમાં દઈ દીધા જ્યાં પ્રાણ.
અહિંસા સત્ય થકી વર્યા આઝાદી સુજાણ.
દેવ ભુમી ઉદ્ધારવા દેવ વસ્યા અણજાણ.
પ્રેરણા બળ એ આત્મનાં જ્ઞાન જ્યોતનો ભાણ,
પ્રકાશશે સત્‌કોટિ યુગ મહાત્માનાં એંધાણ.
ચરખા સુતર તારથી સ્વરાજનાં મંડાણ,
જ્વલંત જ્યોતે બાપુજી ઉર ઉર તવ રહેઠાણ.
ધરણીના નવખંડને અખિલ બ્રહ્માંડે આણ,
મહાત્મા ગાંધીજી અરે ? કીધાં સદાનાં પ્રયાણ.
પરમ પવિત્ર પુનિત પદે જગ જન જોડે પાણ,
કર્મયોગીને પુજશે આચરશે જન વાણ.



# *કોણ ?

આવ્યો—

ઓ માવડી તારે ખોળલે આ કોણ રે દેવતા આવ્યો ?
ઓ માનવી તારે ખોળીયે આ દેવ કહે ? કયાંથી આવ્યો ?
અમર પુરીનાં સુખડાં છોડી દુઃખડાં ટાળવા આવ્યો,
મોંઘી માડીનાં બંધન તોડવા સર્વ વ્યાપક એ આવ્યો,
રામભજે રમખાણ ન રૂચે રસનામાં સાચની વાણી,
મનકર્મેથી અહિંસા આચરે સતજુગવાળો આવ્યો.
સેખ સેવાનો પ્રેમ ભક્તિથી સંસારમાં તપ કીધું,
સંસાર સ્પર્શન થાય ગાંધીને માનવતા લઈ આવ્યો.
પરહિત એકતા જગ શાંતિનો ચેતન ભરીયો દિવડો,
જ્વલંતજ્યોત ઝગશે જુગ જુગ સત્યનો પ્રકાશ આવ્યો.
જાત ભાત નીચ ઉંચ ધનિકને ગરીબ તણા ભેદ ભાગ્યા,
દાનવને માનવ કરી દેવા પ્રતિક રુપે આવ્યો.

---

* વડોદરા નભોવાણી કેંદ્ર પરથી રેંટિયાબારસ ૧૯૪૮ના દિવસે શ્રી હીરાલાલ નકશીગરાએ ગાયેલું.

ચાલ્યો—

માં ભોમની મુક્તિમાં કો'નું રુધીરના'એ રેલાવે,
એરે હૈયાની લોહીની ધારો વાગી ગોળી બાપુ ચાલ્યો.
આવ્યો તો દેવના સાચવી જાણ્યો રીઝવ્યો ના'રે લગારે
શાંતિને કારણે અશાંતિ ભોગવી ભોગ ધરી દઇ ચાલ્યો.
શું શું સંભારશો પાર નથી એની સેવા સમુદર મુક્યો,
ધન્ય જીવ્યું ધન અવતારી એ અમર થઈ ને ચાલ્યો.
એનાં સમરણમાં સેવા સત્ય અહિંસા શાંતિ આચરજો,
ધર્મ માનવ વિશ્વપ્રેમ એકતાનો વિરલ મહાત્મા ચાલ્યો.



# અમરત્વ

માનવ સમૂહનાં માન રાખણુહાર તો ચાલ્યા ગયા,
ધર્મ અહિંસા સત્ય પાલણુહાર એ ચાલ્યા ગયા.
મન સંયમી અવિચળ પવિત્ર સ્વતંત્ર વાણી બોધતા,
સદૈવ શાંતિ કારણે નિજસ્વત્વ શક્તિ શોધતા.
પાવન પદે પાવન કર્યાં પામર જનોને એમણે,
વંદન કોટિ કોટિ દેતાં વિશ્વ ભૂષણ કારણે.
છોડી'તી પામર જીંદગી જીવ્યા'તા સંત મહાત્મએ,
પરહિત પરતંત્રથી મુક્તિ કાજ દિવ્ય સુઆત્મએ,
અમરતાને કોણ ! મારે હાર્યું મૃત્યુ મુર્ખ રે !
જવલંત જયોત બ્રહ્માંડમાં બાપુ ગાંધીજી જય વરે,
યુગ યુગે જે દિવ્ય વિભૂતિ તે સહુ આ એક રૂપ,
વીર શૌર્ય ધર્મ દયા ક્ષમા તપ સત અહિંસા ત્યાગ રૂપ.
તવ નેક ટેક પ્રભાવે માનવતા પ્રસારી વિશ્વમાં,
બલિદાન દઇ ચીર શાંતિના પથ અડગ શ્રદ્ધા ઇશમાં.
રે ! જવાળ ચીતાની થકીશું ! વિશ્વ શાંતિ સ્થાપશે ?
ઓ બાપુ ? દીધી વિદાય રે ? શું હૃદય શાંતિ પામશે ?
અમ આત્મના પ્રકાશ બાપુ આજ તો રે ! દૂર વસ્યા !
ને તોય અમ ઉર આસને બાપુજી તો અવિચળ વસ્યા;
માં ભોમના સુપુત્ર તારણુહાર તો ચાલ્યા.
માનવ સમૂહનાં માન રાખણુ હાર તો ચાલ્યા ગયા.



# જનની તારક

ભારતીય રત્ન અમુલું દીધું અમને જગત તાત શ્રીકૃષ્ણે,
વીરલા જનની તારક મોહન.

પુતળીબાને કરમચંદ સુત વૈષ્ણવ જન એ સાચા....
વીરલા જનની તારક મોહન.

વીર જન્મ વિખ્યાત સૌરાષ્ટ્ર નગર સુદામાપુરી,
વીક્રમ સંવત ઓગણીસો પચ્ચીસ વર્ષે આવ્યા....
વીરલા જનની તારક મોહન.

ભાદ્રપદ શુભ કૃષ્ણ દ્વાદશી વીરનર જનમ્યા જગમાં,
અવતરીયા એ ભારત કાજે પરમપુનિત પ્રભુ સાચા....
વીરલા જનની તારક મોહન.

ભારતજન સહુ રેંટીએ રીઝયા રેંટીયા બારસ ઉજવે,
કસ્તુરબાના કંથ ગાંધીનો જન્મ ઉત્સવ છે સાચા....
વિરલા જનની તારક મોહન.

રળીયામણું એ રાજનગરને પુનિત ગુર્જરી ભૂમી,
સાબરમતી તટ સંત મહાત્મા કુટીર વાસી એ સાચા....
વીરલા જનની તારક મોહન.

આફ્રીકાના સત્યાગ્રહ પછી માતૃભુમીમાં આવ્યા,
ત્રીસ વરસ મંથનથી મુક્તિ તારણહાર એ સાચા....
વીરલા જનની તારક મોહન.

વેર ઝેર મતભેદ કોમીમાં સઘળે શાંતિ કરતા,
દીલ્હી પ્રાર્થના સ્થળમાં છળથી બલિદાન દેહનાં સાચા....
વીરલા જનની તારક મોહન.

ભક્તિ શક્તિથી મુક્તિ માર્ગમાં અહિંસાવ્રત આચરીયાં,
રામભક્ત જન રામરાજની જ્વલંત જ્યોત છે સાચા....
વીરલા જનની તારક મોહન.



# અર્ધાંગે કસ્તુરી

લહર લહરમાં અનિલ રેલાવે, દિવ્ય પરિમલ શાની લાવે,
જગ 'મોહન' 'કસ્તુરી' એતો મ્હેકી ગુર્જરી ઉર,
અમૂલી મ્હેકી ગુર્જરી ઉર. લહર૦

રગ રગ પવિત્ર પતિવ્રત પગધર કંટકપંથ પતિ સુવ્રત,
જગપથ વિષમ દૈવી ચરિત્ર ઉજ્જવળ સતિત્વ કળીમાં સત.
અનુજમાં પ્રેરણા સાચી પ્રેરી, જીવન ભર રત્નોને વેરી,
માનવ દેહનાં મૂલ બતાવ્યાં,
જનને વિકટ પથ પણી બતાવ્યા;
માયા મોહિની તજી જગાવ્યા, તારસ્વત આદર્શ સજાવ્યા,
ધનભાગ્ય જય તણા સુર, ધન ધન ધરણીનાં નૂર;
અમૂલી મ્હેકી ગુર્જરી ઉર. લહર૦

દ્વૈત અદ્વૈત અંગ અર્ધાંગ મંત્ર મર્મની પ્રતિતી,
પ્રતિમા જીવિત સફળ એકાંગી મોહન સહુના અતિથી;
દ્વય અર્ધાંગ ઐક્ય સાધી, માતનાં વત્સલ આરાધી;
મુક્ત હાસે વિલસે જગમાં, મુક્ત ભારત માતા જગમાં,
જ્વલંત જ્યોત વિશ્વ ઉરઉર, યુગ્મનાં દર્શન પુણ્યનાં પૂર,
અમુલી મ્હેકી ગુર્જરી ઉર. લહર૦



# ત્યાગમુર્તિ બાપુ

જયહિંદ જય જય બાપુ ગાંધી સંત મહાન,
વિશ્વ વંદે ગાતાં જયગાન.

પુણ્યભુમી સૌરાષ્ટ્ર સુદામાપુર જગ જીવ્હા ગાન,
સાબરમતી તીર વીર વસ્યા લઇ ત્યાગ તણાં ઉરતાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

પુર્વાશ્રમમાં વ્યસન વિલોકયાં માયા જાળનાં પાન,
વિદેશવાસે વિલોકી નીતિ રીતિ અસત સત ભાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

પળ પળ મનન મંથન ઉર જાગ્યાં આતમ જાગ્યો, સાન,
ક્ષણમાં હૈયે શ્રૃંખલા પીડિત માત વેદના ભાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

જગમાં સ્વાર્થે રુધીર રેલતાં નિહાળતાં અભીમાન,
ડગ ડગ હિંસા દુઃખભાર દૈન્યે થાતા હેરાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

અસવસ્રની આપદા ભેળો સમાજ સળગી વેરાન,
સ્વાર્થ અંધ મતિ ભ્રમમાં જગ સૌ ભારતજન ગુણવાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

ભારત કાજે વિવિધ વિચારો યોજે સંત મહાન,
અનેકરંગી પ્રજા કાજ સત નીતિ ટેક સદ્‌જ્ઞાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન

શસ્ત્ર અહિંસા સત્યાગ્રહનાં સમાજ શાસન પ્રતિ ધ્યાન,
સ્વદેશી કેરા આત્મભાન સહુ કર્મ ધર્મ શ્રમ દાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

દૈન્ય ટાળવા સુતર તારે કર તકલી ચરખો ભગવાન,
ત્યાજ્ય ત્યાગી મન શુદ્ધ થરે તો ધનિક ગરીબ સમાન.
વિશ્વ વંદે ગાતાં જયગાન.

નિજ વસ્ત્ર અન્નના ત્યાગ ષડરીપુ સ્પર્શોના સુજ્ઞાન,
માનવ ઉરથી પલટી જાગી આત્મ શક્તિ પ્રાણવાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

અનુસરવા અતિ મેલા ઘેલા જગજન આવે ધરી માન.
ત્યાગમુર્તિના ત્યાગ ન્યાળી સુજન ઉર આદર માન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

અર્ધાંગ કસ્તુરી ધરતા સંયમ શીલ સતી ગાન,
સ્વામી કર્મ સ્વ ધર્મ કર્મ જ્ઞાને નિજ દેહ તણાં બલિદાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

યુગ યુગથી ભારત માતાના અજોડ વીર સંતાન,
બુદ્ધ રામને કૃષ્ણ સમા ભડ ગાજે આજે સનમાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

ગુણજ્ઞ ભારતજન વિશ્વ પુજે યુગ સૃષ્ટા ધરી માન,
પુનિત ત્યાગમુર્તિ મોહન પુજાય વિશ્વે ગુણવાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

ત્યાગમુર્તિ વીરલ વીર શોધી શક્તિ બળવાન,
આત્મજ્ઞાનની જ્વલંત જ્યોત વિશ્વ તિમીર નિદાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

રામ નામને મુક્તહાસે શુરવીર દેહ બલિદાન,
ક્ષણમાં બાપુજી ખોયા હાય ? હતભાગી હીંદુસ્તાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

બાપુ દેહનો ત્યાગ થતાં ઉર ઉર આતમનાં ગાન,
સર્વ વ્યાપી સકળ સ્થળ વસીયા અજર અમર ભગવાન;
વિશ્વ વંદે ગાતાં જયગાન.

જય હિંદ જય જય બાપુ ગાંધી સંતમહાન,
વિશ્વ વંદે ગાતાં જયગાન.



# * નવજીવન

અમરબાપુ ભારતને કાજે કીધાં સીંચન નવજીવન,
રગરગ અણુ અણુ ભરી લેજો હીંદ સંતાનો નવજીવન;
યુગયુગ 'હરિજન બંધુ' રૂપે પરિમળ પ્રસારે નવજીવન,
જગના અમૂલા આદર્શવાદી બાપુ પ્રેર્યું નવજીવન.
દીપે "મંગળ પ્રભાત" દીપે "મંગળ પ્રભાત,"
ગાંધીજી 'નવજીવન' પ્રેરતા.

મહાત્મા શક્તિશાળી, જવલંત જ્યોત ભાળી,
દોષ ન્યાળી સત્વ શક્તિ વેરતા—ગાંધીજી૰
"ધર્મમંથન" વડે "આત્મકથા" આ વહી,
"અહિંસા" સુત્રવડે "ગોસેવા" આ કહી.
"વ્યાપક ધર્મભાવના" "વર્ણ વ્યવસ્થા" ચહી;
મહાત્મા શક્તિશાળી જવલંત જ્યોત ભાળી,
દોષ ન્યાળી સત્વ શક્તિ વેરતા. ગાંધીજી૰
"દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ ઇતિહાસ,"
"યેરવડા અનુભવ" આત્મ શક્તિ મુક્તાહાસ;
"હિંદ સ્વરાજ" આશ્રમવાસી પ્રત્યે" ખાસ,
મહાત્મા શકિત શાળી, જવલંત જયોત ભાળી;
દોષ ન્યાળી સત્વ શકિત વેરતા. ગાંધીજી૰

"અનાશક્તિ યોગ" "ગીતા પદાર્થ કોષ,"
"કેળવણીનો કોયડો" "ખરી કેળવણી" કોષ;
"નીતીનાશ ને માર્ગે" "ત્યાગ મુર્તિ"ના રોષ
મહાત્મા શક્તિશાળી, જ્વલંત જ્યોત બાળી;
દોષ ન્યાળી સત્વ શક્તિ વેરતા. ગાંધીજી૦

"સંપૂર્ણ દારૂ નિષેધ" "ગામડાંની વહારે,"
"રચનાત્મક કાર્યક્રમ રહસ્ય સ્થાન" ધારે,
"દેશી રાજ્યો નો પ્રશ્ન" સંત વિચારે;
મહાત્મા શક્તિશાળી, જ્વલંત જ્યોત બાળી,
દોષ ન્યાળી સત્વ શક્તિ વેરતા. ગાંધીજી૦

"સોટકા સ્વદેશી"માં "સર્વોદય" છે,
"એક સત્યવીરની કથા" ભાગ્યોદય જે;
"ગીતા બોધ" ભારતનો અરૂણોદય એ,
મહાત્મા શક્તિ શાળી, જ્વલંત જ્યોત બાળી;
દોષ ન્યાળી સત્વ શક્તિ વેરતા.
ગાંધીજી નવજીવન પ્રેરતા.

---

* "નવજીવન" આ રીતે ચીન્હો છે તે કુલ ૨૧ બાપુજીએ રચેલ પુસ્તકોના નામો છે.

# ધન્ય અવતાર

અમર અમૂલા 'ગાંધી' જગમાં,
જનમીયા ધન ધરણી જગમાં.
'કુબા ગાંધી' ધન 'પુતળી બા' માતા,
ધન એની 'રળીઆત' વીર વિખ્યાતા.
"સંવત ૧૯૨૫ ભાદરવાની વદ બારસ,"
'પોરબંદર' સુદામા ધામે ઢોળાયો અમીરસ.
મોહનજીએ 'મોહન' રુપે લીધો છે અવતાર,
માતા ભારતની મુક્તિ કાજે જે જીવન જીવનાર
કોણ ! જાણતું'તું ત્યારે તો ભણ્યા રમ્યા બલીભાત,
વિલાયતની વિદ્યા લઈ આફ્રિકા વસ્યા સુજાત.
ત્યાં ગોરા કાળાના ભેદમાં ભગીરથ કામ કરીને,
જીત વરીને ત્યાગ ધરીને આવ્યા સ્વદેશ ફરીને.
'બા કસ્તુરબા' સતી શિરોમણી ડગડગમાં પગ ભરતા,
સત્કાર્યોમાં સદૈવ સાથી રહી જીવન જય વરતાં.
સન ૧૯૧૮થી આદરી માત હીંદની સેવા,
સન ૧૯૪૭માં આઝાદી લાવ્યા ધન સેવા.
દેહ પુરાયો અનેક વેળા કારાગ્રહની માંહે,

પ્રાણદાન છેલ્લી વેળા 'મહાદેવ' 'બા'ના ત્યાંહિ;
'આગાખાન મહેલ'માં દઇને મુક્તિપથમાં અડગ રહીને,
અન્યાય અસત અનીતિહિંસા શાહીવાદ સામનો કરીને;
કોમી વેરને ઝેર જગતમાં ઘર ઘર દીઠાં હસતાં,
આઝાદ હીંદમાં ઠેર ઠેર એ આગ માંહી સૌ વસતાં.
'નો આખલી'ની યાત્રાથી શાંતિ સ્થાપી ને આવ્યા,
રાજ નગર દિલ્હીમાં વસીયા, હાય ! ગોડસે ફાવ્યા !
પ્રાણતજી દેહ, રુધીર દીધાં બલિદાન એ ભાળે,
આથમીયો રવિ ભારતનો રવિ અંધારાં ઢાળે.
ધન્ય અવતારી ધનધન જગમાંહી દેવ ભૂમી,
બાપુની જ્વલંત જ્યોતે પ્રકાશે માતૃભૂમી.
જય જય ગાંધી જય જય બાપુ જયહિંદ જયકાર,
ચાલીસ કોટિ માનવ ઉરથી અમર બાપુ જયકાર.
જય જય નાદ ધ્વનિ બ્રહ્માંડે બાપુ જય જયકાર,
વિશ્વ સકળ એકજ ઉચ્ચારે પુકારતા જયકાર.



# ચેતન અંબાર.

ચેતન અંબાર દિવ્ય આવ્યો, ભારતમાં—
અખુટ તેજ પુંજ ભરી લાવ્યો.
આત્મજ્ઞાન તેલ પુરી લાવ્યો, ભારતમાં—
ગીતા કર્મ યોગ સાધી આવ્યો.
જાતભેદ કોમવાદ સર્વને ભુલાવતો.—
ભ્રાતૃભાવ ઐક્ય વિશ્વશાંતિએ પઢાવતો;
જ્યોતિ જવલંત સંત લાવ્યો, ભારતમાં—
ઉર ઉર પ્રકાશ રેલાવ્યો.
જલતી અખંડ જ્યોત લાવ્યો, ભારતમાં—
માનવતા દીપ પ્રગટાવ્યો
જગની અધમ મલીન વાસના જલાવતો,
વિશ્વપ્રેમ સત્ય નીતિ ત્યાગ એ સુહાવતો;
બાપુ આદેશ એ ફેલાવ્યો, ભારતમાં—
આઝાદી રંગ તેં રેલાવ્યો.
અમર બલિ આત્મા વળાવ્યો, ભારતમાં—
વિરલ બાપુ હાય રે! ગુમાવ્યો.



# સંવત્સરી.

પોષ કૃષ્ણ પંચમી બાપુ તણી સંવત્સરી,
સાંજ શુક્રવારની છે ત્રીસમી જાનેવારી,
સંવત બે હજાર ચાર અડતાળીસ સાલઈસુતણી,
નથુરામ ગોડસે ગોળીઓ પીસ્તોલે છોડી'તી ઘણી.
દીલ્હીના બીરલાભવન ચોગાને થતી જયાં પ્રાર્થના,
ગોઝારે હીંદુ ધર્મવાદ હીંદુત્વ કેરા અર્થમાં
ધર્મ માનવ પ્રેમભર હૈયે જતન માતા તણું;
સૌ ભાઇ ભાઇ એક માંના નિત વચન કહેતા ઘણું.
ઝહર કોમીવાદ આ અંજામ અંતથી લાવીયા;
બાપુ હણી પળવારમાં હીંદુ અધર્મી શું ! લાવીયા,
રે માનવોના સંરક્ષકમાં ભોમ મુકત કરી ગયા.
એ ધ્વજ ત્રીરંગી કર જવાહર સુરક્ષિત મુકી ગયા.
બે ચાર ગોળી છોડી વીંધ્યુ ઉર કોમળ બાપુનું,
પળવારમાં લોહી વહ્યાં હે રામ વદતા બાપુનું.
અંતિમ દર્શન કાજ ઘેલાં માનવી ત્યાં તો ધસે,
સરદાર જવાહર ફાળભરીયા બાપુજી પાસે ધસે.

ઉપચાર ના 'કો' ચાલીયો જ્યાં પાંચ ચાળીસ મીનીટ થઇ,
એ દેહ છોડી આત્મ જ્યોતિ રામમાં વિલીન થઇ.
સર્વત્ર વીજ તુટી પડી હત્યા થઇરે! તાતની,
વાયુ ધ્વનિ એ કારમી વિશ્વે કરૂણ એ વાતની.
વીતે વરસ પણ યાદ અશ્રુ ઢાળતાં બાપુ તણી,
સંવત્સરી દિન શપથલો એકજ થશું ભેદો હણી;
જ્વલંત જ્યોતે બાપુ યુગ અવતારી ઉર ઉર અમર હો,
માર્ગદર્શક અમર આત્મા અમર ધામે અમર હો.



# પ્યારે બાપુ

કુછ કહન શકે કુછ કર ન શકે,
ઔર પ્યારે બાપુ ચલહી બસે.
અબ કૌન ઉપાય કરોગે માનવ,
ઇસ દુનિયા કી પાર બસે.   કુછ કહ ન શકે૦

જબથે ઔર દેતે રહેથે ધ્યાન,
તબ અંધેરે સે ઉજાલા હુઆ,
જંજીર તુટી માતાકી ઔર સબ માનવ,
દીલમેં સ્થાન હુઆ. કુછ૦

ફીર માનવ દાનવ બનતે રહે, દાનવ પૈશાચિક કૃત્ય કીયે,
ઉસકે કારન 'વર્ધા' છોડા,
ફીર ઉસ ભૂમી રખને ન પૈર દીયે. કુછ૦

ઉનકા ઉપદેશ ગંગાજલ થા,
ફીરભી દીલ કો હમ ધો ન શકે,
વહ વિશ્વ પ્રકાશ પ્યારે બાપુ થે,
ઉનસે ફીર હમ મીલ ન શકે. કુછ૦

ક્યા ! દુનિયા મેં ઇસભુમિ કે,
પવિત્ર દેવતા કા અભિમાન.

ઈસિસે જયાદાત્તર મહત્તા કા,
કીસી લીયે રહેગા ના સ્થાન કુછ૦

સારે સંસારમેં દેવ સ્વરૂપ અનુપમ આપ દીખાય રહે,
યુગ યુગ પુજા ઉનકી આગ્યા,
ઉપદેશકા પાલન કરતે રહે. કુછ૦

હમ એક રહે શાંતિ સે રહે, બાપુ કો હરદમ રટતે રહે,
સચ્ચી પુજાવો આત્માકી હમ,
તન મન ધન સે કરતે રહે. કુછ૦

સંત મહાત્મા રાષ્ટ્રપિતા દુનિયા કે દીલમેં આપ બસે,
જવલંત જયોત દે અશ્રુ અંજલિ,
અમર લોગ મેં આપ બસે. કુછ૦



# બલિદાન

આજ શરીરસે બાપુ હમસે લે લીની હય બિદાય,
આજસે બાપુ હમ હીરૃદયકી બીચમેં આય સમાય.
નહીં દૂર જાના, નહીં પછતાના, નૈન ખોલ નહીં રોના!
નૈનકી ખીડ્કી બંધ કરો તબ મોહન દર્શન હોના.
ગાંધીજી દીલમેં બૈઠ હૈં દેતે હૈ માનવ ધર્મ કી દિક્ષા.
માનવતા કી હોડમેં જીસબલિ દેહ દાન અંતિમ પરિક્ષા.
વિશ્વ બંધુત્વ સત્ય અહિંસા તપકા સફલ આદર્શ હુઆ.
આઝાદીસે દુનિયાભરમેં નયા માર્ગ પ્રતિત હુઆ.
ક્યા! માલુમ કીસ કારન બિધિને, બાપુ દેહકા નાશ કીયા.
ઈન્સાનીયત કા પાઠ શીખાને પ્રભુને ક્યા! બલિદાન લીયા!
અબમત ભૂલના, ફીર નહિ મીલના સબક પઢાકે વહ તો ગયે.
રાષ્ટ્રશાંતિ ઔર એકયભાવ માનવ કે જીવન ધર્મ ભયે
ઉનકે અપૂરન કર્તવ્ય કો પૂરન ઓ માનવ કરલો.
આતમકી જવલંત જયોત સંસાર પ્રકાશિત અભિનવ હો



# અડગ સુકાની

કોણ કહે છે સંત એવો! કોણ કહે છે મહાત્મા કેવો!
કોણ કહે ગાંધી ના જોયો, સહુ કહે મુક્તિપથ મ્હોયો;
અડગ સુકાની અમર રહો.

મુક્તિના મંથન આદરીયાં, આગાહીમાં ભાગલા કરીયા,
ઐક્ય વિના ઝગડીને મરીયાં, નોઆખલી શાંતિ વ્રત ધરીયાં;
અડગ સુકાની અમર રહો.

શાંતિ દઈ દિલ્હી જય ગાજે, નિત પ્રાર્થના ગાજે શુભ કાજે,
કાળ અધીરો શું! બાલિકાજે! બાપુ લૂટી માનવતા લાજે;
અડગ સુકાની અમર રહો.

દૃઢતા સમતા વીરતા કેરી, નેક દિલે દયા સત પ્રેરી,
દીલ વીંધ્યું દેહ ભસ્મ કેરી, સરિત ઢોળી આંસુડા કેરી;
અડગ સુકાની અમર રહો.

યમુનાતીર સમાધી દીધી, ભસ્મ પુનિત પાવન એ કીધી,
જલધી સરિત સઘળાએ લીધી આત્મ જ્વલંત જ્યોતિ ગાંધી;
અડગ સુકાની અમર રહો.



# બાપુ ગયા

ગાંધી ગયા બાપુ ગયા, મહાત્માજી તો માર્યા ગયા,
સંપ શાંતિ એકતાના શહીદ બલિદાને થયા.
વાયુની વાણી કારમી રે! સાંજ શુક્રની એ વદી,
મારી છે ગોળી ગાંધીજીને લોહીની વહીરે! નદી.
જીવલેણ ત્રણ ત્રણ ગોળીઓ ગાંધીજીનાં શરીરે ઝીલી,
વીર શૌર્યમુર્તિ ભક્ત મુખ 'હે રામ!' વાણી સરી ખીલી.
અધુરી રહી એ પ્રાર્થના, અધુરી રહી ગઇ એકતા,
નિત નિત કહ્યું નવ આચર્યું બાધી ખરી હાયે! ખતા.
જવાહર અને સરદાર આંસુ સારતાં સુચન કરે,
સૌ વેર છોડી શાંતિ કાજે બાપુ માર્ગને અનુસરે.
વિસરે ન વાતો એમની બધુંએ કહી 'એ તો' ગયા,
એ આત્મ તેજ પ્રકાશથી દુનિયા માંહી અમર થયા.
દુનિયા દિવાની થઇ અરેરે! ગાંધી બાપુ તું વિના,
નવખંડ ધરણી ધ્રુજતી માનવ સહુ આંસુ ભીનાં.
જ્વલંત જ્યોતથી જગતના વિનાશને રોકી દીધો,
વિશ્વશાંતિ પ્રેમ ઐક્યનો જીવન મંત્ર ફુંકી દીધો.
એ નાદ દીલ દીલડે વસ્યો આતમ તેજ પ્રકાશતો,
જુગ જુગ તણા અવતારી તારી પુરણ થાજો સુઆશનો.

---

* ડોરંગા નભોવાણી કેંદ્ર પરથી શ્રી. હિરાલાલ નકશીગરાએ
અસ્થિવિસર્જન તા૦ ૧૨–૨–૪૮ ના દિવસે ગાએલું.

# દાઝેલી દુનિયા

સ્વાર્થ ઈર્ષાનાં વિષ વહતાં તાં, પળ પળ માનવતા દહતાં તાં,
કળ બળથી ના લેશ અટકતાં, જોતાં દુનિયા દાઝી ઉઠે જ્યાં.

[illegible] ક્લેશ કુસંપનો આવે, સંપન સંત વાણીનો ભાવે,
સૌ 'એ' સ્તાન પોતાનું લાવે, તંત્રવિદેશી જતાં બાળે જ્યાં.

એક દેહ માતાનો કહાવે, અનેક સંતાનો જન્માવે,
શું ! માં ના સહુ ભાગ પડાવે સંપત્તિસત્તા ઝેર વહે જ્યાં

માન મનવા તું ઉરની વાતો, શીઘ્ર જગમાં મુરખ કહેવાતો.
અંતે નથી સાથે સૌ, ચેતો ! જ્વલંત જ્યોત ઉરમાં પ્રગટે જ્યાં

સમયતણી બલિહારીએ સમજે નર જો કોય,
જીવિત સફળતા વરી શકે મન સાચી બુદ્ધિ સોય.



# મોતને—

મહાત્મા મોહનદાસ લુંટી ગયું તું,
અરે ! પાપી મૃત્યુ કરી શું ! ગયું તું ?
ગાંધી બાપુ વિના કરીશું અમે શું ?
જવાહર ને સરદાર સાથે રહી શું. અરે ! પાપી૦
ગયા એ કંઇ કંઇ ચમત્કાર કરી ને,
સુતર રેંટીયો વ્રત ખાદી ધરીશું. અરે ! પાપી૦
અહિંસાથી આઝાદી લાવી દીધી છે.
બલિદાન હિંસાથી તો'યે દીધું શું ! અરે ! પાપી૦
પ્રભુનાં સૌ બાળક બંનો એક સાચાં,
હરિજન તણા તાત જુદા હતા શું ? અરે ! પાપી૦
સદા સત્ય નીતિ સ્વધર્મ બતાવ્યો,
ગીતા કર્મયોગી બન્યા' તા જગે શું ! અરે ! પાપી૦
ક્ષમાને દયા શૌર્ય પ્રેમ સુ બુદ્ધિ,
વીંધ્યો દેહ ત્યાં એ વીરત્વ વહ્યા શું ? અરે ! પાપી૦
જગત શાંતિ ચાહકનાં પુજન કુદનથી,
આદર્શોના પાલનથી શાંતિ ચહીશું. અરે ! પાપી૦
દીલે દિલ જવલંત જયોત ઝગે છે,
ગાંધી બાપુને ઉર ઉરે ધરીશું. અરે ! પાપી૦
કહે પાપી દાનવ ! કહે મોત તું પણ ?
કે દીલમાંથી બાપુને લઇ તું શકે શું !



# માં નાં આંસુ

મોંઘી ભારતીનાં  આંસુડાં  જોવાય  ના....
હાય ! હ્હાય હ્હાય  સળગી હોલાય ના.
માત તારાં આ દુખડાં ટળાયના....
માતૃભુમિનો વિનાશ  જો રોકાયના.  હાય ? ૦
મનુષ દેહે  દાનવતા  દેખાય કાં ?....
જ્યાં ત્યાં દાવાનળ હાયે ફુંકાય આ.  હાય ? ૦
પરસપરમાં શાં વેર લેવાય આ....
ભાઇ  ભાઇ  દ્વેષોમાં અટવાય કાં !  હાય ! ૦
ટળી ગુલામી ઉન્નત  થવાય ના....
આવી આઝાદી  આમ સચવાય ના.  હાય ? ૦
આમ સંસ્કૃતિ દુનિયામાં લજવાય આ.
વિશ્વશાંતિના  દાતા  દુભાય  આ.  હાય ! ૦
અર્પ્યું આયખુ બલિદાન  અવગણાય કાં !
દેવ  લોકેથી આતમા  મુંઝાય  કાં.  હાય ! ૦
અંધકારે કુસંપમાં રોળાય કાં....
સંપ શાંતિ પ્રેમ નાદ સંભળાય આ.  હાય ! ૦
બાપુ અમ ભોમે જનમ્યા ભુલાય ના....
બાપુ જ્વલંત જ્યોતથી પળાય આ.  હાય ! ૦
ઉજ્જ્વળ ભારતીનાં દરશન કરાય આ....
અણમૂલાં આંસુડાં લુછાય આ.
જય જનનિ જગત શાંતિ સ્હાય આ.

# દુઃખ કી પુકાર

ક્યસી સુની એ પુકાર દુઃખકી ભરી.
રો રો વો કરતી પુકાર બાર બાર. ક્યસી૦

આજ ડુબ ગઈ હેસચ્ચાઈ કી મનવાર,
કાનોં પે આતી હય વોહી પુકર ક્યસી૦

લૂંટ લીયા મોહન કરકર ગોલીબાર,
આતમ ભારતકી રોતી કર પુકાર. ક્યસી૦

સબ જૂઠે છુપ છુપકે કીયા ક્યસા ! કરાર ?
ઈતબાર કરને વાલે પે છલસે કીયા વાર. ક્યસી૦

કરતે હોંગે ઇન્સાફ તેરા પરવર દિગાર,
કીસી ધર્મ કે અધર્મ પે જીંદા હૈ ખુલ્યગાર, ક્યસી૦

રટના રટતા હુઈ બાપુ કો સારા સંસાર,
ઉન જવલંત જયોત દીલકી આતમકી પુકાર. ક્યસી૦

વહ પુકારસે તકરાર, કા કરેંગે એકરાર,
માનવતાસે પ્યાર કર બાપુજી કા જયકાર. ક્યસી૦



# દુનિયા પુછે છે ?

આજ પુછે છે દુનિયા અમને આશું ! રે ! કહેવાય ?
ભારતમાં લઇ જન્મ તમે ને જુલ્મ કરો શો ! હાય ?

મળી આઝાદી વળીનાં શાંતિ ભારતી રંક રીબાય,
ફરી દુર્બુધ્ધિ મહીં આ ભ્રાંતિ નાશ નાશ હોવાય.

આપસમાં ઝગડયા જો કરશું.
નાશ નોતરી સૌએ મરશું;
હાંસી દુનિયા માંહી થાશે,
બાપુ બલિનું મૂલ્ય શું ! જાશે ?
અંતરની ખોલોને બારી,
આતમ વાણી લ્યો ને સ્વીકારી;
જુઓ જુઓ આ માં દુઃખીયારી,
બળી જળી રીબાય બીચારી,
કેમ ! બીચારી ! કેમ દુઃખીયારી ?
સપૂત કપુત કેમ થાતા !
સુબુદ્ધિ કેરી જવલંત જ્યોતશી દો માતા ને ગાતા
જેથી જય જગ માંહી ગવાય,

જયહિંદ ભારતનો જય થાય



# વસંતનો વિનાશ

વિશ્વ કુંજ ખીલવે વન વન નવ પલ્લવે,
અભિનવ પુષ્પિત રક્તરંગ,
                    અંગ અંગ રકતવર્ણ નો સુરંગ. વિશ્વ
માનવ રૂધીર થકી ભીષણ સીંચન ધર્યાં.
છીન્ન ભીન્ન કાયાનાં ખાતર ભુમીમાં પુર્યાં;
ઉગી વેલડી વસંતે ભીષણ એનાં પર્ણ,
ઝુકી કળી કુસુમે પ્રફુલ્લે રક્ત વર્ણ;
છાયો રૌદ્ર રંગ કેસુડાંનો અંગ,
શૌર્ય વીરત્વ સંગ, રામધુન રસરંગ;
                    નિડર રોળાયાં અંગ. વિશ્વ.
મહાત્મા મંથન કરે મુક્તિ પણ માત ડરે,
માત નિજ બાળ રૂધીર ભીનાં વ્યથિત ઉરે;
સત ધર્મ પ્રાર્થનાઓ કરે તોયે અધર્મી ક્રૂરે,
હાય! બાપુજીને હણ્યે, રામ ભક્ત રામ સ્મરે.
વિરલ એ બલિદાન લીધાં હજી કાં? વિમાસો આમ?
શાતા કયમ ધરશે માત ભારતી તજે વિશ્રામ,
માત કાંપે દાનવના ત્રાસે, નાશ વિશ્વ ભાસે,
પ્રલયના હુતાશે, વસંતના વિનાશે;
યુગ અવતાર બલિપ્રસંગ
                    નિડર રોળાયાં અંગ વિશ્વ



# હોળી

હોળી આવી હોળી આવી દશદિશ રંગ લાલ,
હોમ હોળી રૂધીર કાયા ભડકે હો લાલ. હોળી.
રક્તરંગ ભય સંગ ધરા ધ્રુજંતી અંગ,
છાંટ અબીલ દીસે ના સઘ રંગ લાલ. હોળી.
પ્રલય ધરી રૂદ્ર રૂપ શોણીત ભરાયા કૂપ,
દાનવ પીચકારી ભરે છોળ ઉડે રંગ લાલ. હોળી.
વૃદ્ધ યુવા બેહાલ મરતાં નાનેરાં બાલ
નિરપરાધી તણાં ભાલ હાય! રંગાયાં લાલ. હોળી.
દાનવ રમે માનવથી રાસ દાંડીયાના તાલ,
ઉડે અંગ અંગ ફુટી અભ્રે ગુલાલ લાલ. હોળી
પ્રજળે પ્રલય ચેહ કાયા ઈંધન હુતાશ
જવાળ લાલ હાડજલે ધીકે અંગાર લાલ હોળી
વરસે અંગાળ લાલ ચીનગારી ઉડે લાલ,
અભ્રે છાયો રંગલાલ અવનિવહે રક્તલાલ હોળી૦
વિશ્વે હોળી ભડકો ઉઠયો ભારત બચશે શે ! રૂઠયો ?
શંકર ધરી રૂદ્ર રૂપ ભયપ્રદ તાંડવના તાલ.
હોમ હોળી રૂધીર કાયા ભડકે હો લલ,
હોળી આવી હોળી આવી બ્રહ્માંડે રંગ લાલ.

★

# અમર હો ફુલડાં

પ્રશ્ન :—

જીવંત હો તો અવનવી યશ આશ તમ ઉરે હશે,
ના કદર કે પરવા જગતને જીગર ખાકે ના નજર;
કાંટા કુસમ કે અશ્રુ અંજલિની'ય પરવા ખાકને તો શી હશે'
'તો ફુલડાં શાને ચઢાવો, ખાકના અંબાર પર"!

ઉત્તર :—

જોવું નહિ ના જાણવું બસ કર્મયોગી બન્યા હશે.
આ લોક કે પરલોકની તૃષ્ણા ન તરવરતી નજર:
કર્મોને સેવા ભાવના ફળની ન દરકારે હશે,
"તો અમર હો એ ફુલડાંઓ ખાકના અંબર પર."



# અંજલિ

ગાંધી મહાત્મા આંસુડાંની અંજલિ ધરૂં,
પ્રાણ લીધા બાપુના એ કેમ વિસરૂં,

હતભાગી મુર્ખ પાપીએ રે! લોહી રેલવ્યાં,
અણમૂલ જીવન લુંટીયું દર્શન ક્યાં કરૂ? પ્રાણ.

સમભાવ શાંતિ એકતાના સત્ય મારગે,
માનવ ધર્મ વિશ્વપ્રેમ સેવા આદરૂં પ્રાણ.

સત્ય વચન શ્રી રામનાં ગીતા પ્રેમ કૃષ્ણના,
અહિંસા ત્યાગે બુદ્ધ, ઇસુ શહીદ રૂપ ખરું. પ્રાણ.

અવતાર યુગ યુગના બધા આ એક રૂપમાં,
દુનિયાના દિલડે તમે સર્વ વ્યાપી રૂપ સ્મરૂં. પ્રાણ.

પરહિત સેવા કારણે અવતાર આપનો,
જુગ જુગ જવલંત જ્યોતના પ્રકાશે ડગે ભરૂં. પ્રાણ.

બાપુ! મળ્યાં હશે! કસ્તુરબા સતી,
મહાદેવ, ભૂલાભાઇને સમીપ ચીતરૂં. પ્રાણ.

નાનાલાલ, મેઘાણી, લલિતજી સ્વાગત કરે,
એ કાવ્યાંજલિની કલ્પનામાં અલ્પ મુજ ધરૂં. પ્રાણ.



# દ્વય સ્વજન

યજ્ઞે બલિ અણમૂલ થઈ ત્યાગી સતિ જીતી ગયાં,
આત્મા અમર બંધન તોડી મુક્તિ માર્ગ પળી ગયાં.

મહાત્મા તણા બાહુ બે મોક્ષ માર્ગ પળીયા સાથમાં,
મહાદેવ, બા સ્વર્ગે શું ? દીઠું ! ત્યાગીયા છે પંથમાં.

દુર્બળ દેહ ધર્યો છતાં વૃદ્ધત્વે કારી ઘા થતાં,
પરતંત્રતા તજવા જતા પરતંત્રે નિજ જન દુર થતાં.

ત્યાગમુર્તિ કર્મયોગી શાંતિમંત્ર સમર્પતા,
ને અશ્રુભીની અંજલી નિજ દ્વય સ્વજનને અર્પતા.



# જગદંબાને અંજલિ

જગ પથ વિકટ ને વિષમ તે ગણી સરળને જીવ્યાં સતી.
ગતિ અકળ સ્વાભિમાનીએ જગવંદ્ય પુનિત પામ્યાં પતિ.

દંભ છોડીને ભર્યાં ગુણરત્ન મૌક્તિક વિશ્વ પ્રેમ,
બા નિહાળી દેવાંગના તવ દર્શને આતુર જેમ.

કસ્તુરી દિવ્ય પરિમળ છે વિશ્વ મોહન આત્મમાં,
સ્તુતિ બ્રહ્માંડે યશગીત નાદ ગીતા માહાત્મમાં.

રત્ન સમ સંતાન પણ પરતંત્ર પીડીત સ્વદેશી કાજ,
બા સમર્પ્યું જીવન ધન નિજમાત ભારતી મુક્તિ કાજ.

નેમ સ્વામી કાર્ય પુરવા શહીદ થઈ બલિદાન દઈ.
અંજલિઓ એ અર્પવા શક્તિ કઈ ના મનુજ થઈ.

જગદંબા કસ્તુરબા સતી પતિ આત્મમાં આત્મા અમર,
લિધો દેહ તજી મુક્તિ તણો પંથ જવલંત જ્યોત જગે અમર



"અમર બાપુ" નાં લેખિકાની અન્ય કૃતિઓ.

"મુક્તિગાન" પ્રથમાવૃત્તિ. સન ૧૯૪૭, ૧૫મી ઓગષ્ટ.

"મુક્તિગાન" દ્વીતિયાવૃત્તિ સન. ૧૯૪૭. બીજી અકટોબરને રેંટિયા બારસ.

આ ફક્ત ચાર આનાની ચોપડી ૩૯ રાષ્ટ્રીય ગીતો દ્વારા આઝાદીના આનંદનો સાક્ષાત્કાર કરાવે છે. જેવાં કે "સલામ કર કર, કે બોટ ભર ભર કે, ગોરે અબતો વિલાયત પહોંચના." વગેરે અને "નાવફસી મજધાર" જેવું રેડીયો દ્વારા લોકપ્રિય થએલ ગીતવાળી જુજ મૂલ્યની ચોપડી આજેજ વસાવો ફક્ત ચાર આના નવ પાઇની ટપાલની ટીકીટો મોકલી પાછળનાં સ્થળોમાંથી ગમે ત્યાંથી મંગાવી લ્યો.

"રાસ સરિતા" ભાગ પહેલો. પ્રથમાવૃત્તિ. સને. ૧૯૩૬.
(જેની પ્રતો સીલકમાં નથી)— મૂલ્ય આઠ આના

"રાસ સરિતા" ભાગ બીજો. પ્રથમાવૃત્તિ. સને. ૧૯૩૯.
૫૫ રાસ ગીતોનું મૂલ્ય દસ આના.

એ રાસગીતોમાં ગીતા પ્રેમભક્તિ વહાવનાર શ્રી કૃષ્ણનાં રસ ઝરતા પ્રેમભક્તિને બ્રહ્મજ્ઞાન નાદની વાણીની ભાવનાઓ રસીક હૃદયોની અનેક પ્રસંગની સ્મૃતિ દર્શક રસીયાનાં રસ ગીતો મળી શકશે વસાવી લ્યો. ફક્ત

અગીઆર આના નવ પાઇની ટપાલની ટીકીટો નીચેનાં કોઇપણ સ્થળેથી મંગાવી લ્યો.

મળવાનાં ઠેકાણાં. લેખિકા, સૌ. કુસુમતિ ધીરજલાલ
દાઉદજીનો ખાંચો, સંઘાડીચાવાડ ગોપીપુરા.

(૨) નુતન ખાદીભંડાર મહાત્મા ગાંધીરોડ લાલગેટ

(૩) શ્રી શક્તિ કાર્યાલય, બાલાજી રોડ, સુરત.

(૪) સસ્તુ ઔષધ કાર્યાલય. બાલાજી રોડ, સુરત

(૫) અનાવિલ બંધુ પ્રીં. પ્રેસ. બરાનપુરી ભાગળ,

(૬) હરિહર પુસ્તકાલય. ટાવર રોડ, સુરત.

(૭) યુગાંતર કાર્યાલય. ગોપીપુરા. સુરત.

(૮) ગાંડિવ સાહિત્ય મંદિર આમલીરાન સુરત.

(૯) ગાંડિવ સાહિત્ય મંદિર. મુંબઇ શાખા.
૯૨ અનંત વાડી, મુંબઇ

